બાળગ્રંથાવળી :: ત્રીજી શ્રેણી :: ૫

# શ્રી બપ્પભટ્ટસૂરિ

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ

: બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળગ્રંથાવળી ત્રીજી શ્રેણિ ૫.

# શ્રી બપ્પભટ્ટસૂરિ

લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૭
મૂલ્ય સવા આનો.

# શ્રી બપ્પભટ્ટી સૂરિ.

"છ વર્ષના બાળકમાં આટલું શુરાતન ?" શ્રી સિદ્ધસેનસૂરિ બાળકની વાત સાંભળી મનમાં જ બોલ્યા. તેમને લાગ્યું કે આ બાળક સામાન્ય નથી. તેનામાં કાંઇક અનેરી શક્તિ છે. જો આ શક્તિને ખીલવવામાં આવે, તો જંરૂર માનવસમાજને મહા ઉપયોગી થાય. આથી તેમણે મધુર અવાજે બાળકને પૂછયું કે તું અહીં રહીશ? તને અમે સારૂં સારૂં ભણાવીશું. બાળક કહે, "હા, ઘણી ખુશીથી. બીજા દિવસથી એને ભણાવવા માંડયો. એની સ્મરણશક્તિ જોઈ સૂરિજી દીંગ થઇ ગયા. દિવસના એક હજાર શ્લોક મુખપાઠ ? આવું તો કોઇ વિદ્વાન પણ કરી શકે નહિ.

દીક્ષાને યોગ્ય ઉંમર થઇ એટલે સિદ્ધસેનસૂરિ વિહાર કરતાં કરતાં પાંચાળ દેશના ડુંબ ગામમાં ગયા. એનાં માતાપિતાને બોલાવ્યાં ને બાળકને દીક્ષા આપવાની વાત કરી. માતાપિતાએ રાજી થઇ હા પાડી. પણ સાથે એક વિનંતિ કરી કે અમારૂં નામ રહે એવું તેનું નામ પાડજો. પિતાનું નામ બપ્પ હતું ને માતાનું નામ ભટ્ટી હતું. એટલે સૂરિજીએ તેનું નામ પાડયું 'બપ્પભટ્ટી.'

બપ્પભટ્ટી મહારાજ એક વખત મંદિરમાં ચૈત્ય-વંદન કરતા હતા. ત્યાં કોઈ રાજકુમાર આવ્યો ને દહે-રાસરમાં લખેલા સંસ્કૃત શ્લોક વાંચવા મંડયો. બપ્પ-ભટ્ટી મહારાજને થયું કે આ કોઇ સંસ્કારી આત્મા લાગે

છે. ચૈત્યવંદન પૂરૂં કરી તેમણે પૂછયું કે કયાંથી આવો છો ? "પરદેશથી." એ હાથ જોડી વિનયથી કુમારે ઉત્તર આપ્યો.

'લાગો છો કોઈ ક્ષત્રિય કુમાર ?'

'હાજી, આપનું અનુમાન સાચું છે.'

'અને આપનું નામ ?'

કુંવરે એ પ્રશ્નનો જાવબ ન આપ્યો પણ ખડી વતી લખી બતાવ્યું, 'આમકુમાર.' બપ્પભટ્ટીસૂરિને એના પ્રત્યે માન થયું. એમણે બીજો સવાલ પૂછયો, "કયો મનોરથ સિદ્ધ કરવા આ કુમળી વયમાં ફરવું પડે છે ?"

'સ્વમાન.' આમે ગંભીરતાથી જવાબ આપ્યો અને ઉમેર્યું કે 'હાલ તો એની સિદ્ધિ સિવાય બીજો કાંઇ ઉદ્દેશ નથી.'

બપ્પભટ્ટીજીને આ જવાબથી ખુબ આનંદ થયો. ભવિષ્યમાં પરાક્રમી રાજા થશે એવું અનુમાન બાંધ્યું; અને સાથેજ ધર્મપ્રચારમાં રાજસત્તા કેટલી મદદગાર છે એ વિચાર આવતાં તેને પોતાના સહવાસમાં લેવાનું ઉચિત માન્યું. તે બોલ્યા: મહાનુભાવ ! સ્વમાનસિદ્ધના મૂળ સૂત્રો, સદ્જ્ઞાન ને પુરુષાર્થ અહીં શીખવાનાં મળે તો?

"તો આગળ જવા વિચાર નથી." આમે જવાબ આપ્યો.

હવેથી આમ બપ્પભટ્ટીજી પાસે રહેવા લાગ્યો ને અનેક જાતનું જ્ઞાન મેળવવા લાગ્યો. બપ્પભટ્ટીજીના જ્ઞાનથી પ્રસન્ન થઇ તે એક વખત બોલ્યો: ગુરૂદેવ ! જ્યારે

મને રાજ્ય મળશે ત્યારે એ રાજ્ય આપને આપીશ. ગુરૂ મૌન રહ્યા.

: ૨ :

આમકુમાર કનોજના મહારાજા યશોવર્માનો પુત્ર હતો. એક વખત પિતાએ ઠપકો આપવાથી તે ઘર છોડી નીકળી ગયો હતો. તેની માતા ખુબ શોક કરતી હતી, પણ પુત્રનો પત્તો ન હતો. એમ કરતાં યશોવર્માને ખબર પડી કે આમકુમાર મોઢેરામાં છે. એટલે તેને તેડવા પ્રધાનો મોકલ્યા. પણ સ્વમાની આમકુમાર ગયો નહિ. આખરે યશોવર્મા પથારીએ પડયો ને તેને પુત્રનું મોઢું જોવા ઇચ્છા થઇ. તેણે ફરી પ્રધાનોને તેડવા મોકલ્યા. સૂરિજીની સમજાવટથી આમ કનોજ ગયો ને પિતાજીનું મુખ જોવા ભાગ્યશાળી થયો. પિતા એને જોઇ રાજી થયા ને 'હાશ' કરી મરણ પામ્યા. આમરાજા કનોજના મહારાજ્યનો સ્વામી થયો. પિતાની સેવામાં તે કામ ન આવી શકયો એ વિચારે કુણાલની જેમ તેને ખુબ શોક થવા લાગ્યો ને ઉદાસીનતામાં દિવસો પસાર કરવા લાગ્યો. આ વખતે પોતાના પરમ મિત્ર બપ્પભટ્ટીજી યાદ આવ્યા. તેમને તેડી લાવવા માણસો મોકલ્યા.

આ વખતે કનોજની રાજસભામાં બ્રાહ્મણ પંડિતોનું જોર હતું. તેમજ બપ્પભટ્ટીજીની ઉમ્મર ઘણી નાની હતી એટલે તેમને મોકલતાં ખુબ વિચાર થયો. પણ ભવિષ્યમાં જૈનશાસનનો ઉદ્યોત થશે એમ વિચારી બપ્પભટ્ટીજીને કેટલાક સાધુ સાથે કનોજ મોકલ્યા. તેમનું આગમન સાંભળી રાજા સામો આવ્યો ને ખુબ માન-

પૂર્વક રાજદરબારમાં તેડી ગયો. તે પોતાનું બોલ્યું ભૂલ્યો ન હતો. એટલે ગુરુજીને સિંહાસન આગળ લઈ ગયો ને કહ્યું કે આપ આ સિંહાસન સ્વીકારો.

બપ્પભટ્ટીજી બોલ્યા: રાજન આચાર્ય હોય તે હજીએ એ સિંહાસન સ્વીકારી શકે પણ હું તો સામાન્ય સાધુ છું માટે મારાથી તેનો સ્વીકાર ન થાય. આ ઉપરથી આમરાજાએ સિદ્ધસેન સૂરિ આગળ તેમને મોકલ્યા ને આચાર્યપદ આપવા વિનંતિ કરી. આ વખતે બપ્પભટ્ટીજી ફક્ત અગીઆર વર્ષની ઉમ્મરનાજ હતા પણ દરેક જાતની લાયકાત જોઇ તેમને આચાર્યપદ આપ્યું. પછી આચાર્ય બપ્પભટ્ટી કનોજ પાછા ફર્યા. તે વખતે આમ રાજાએ સિંહાસન સ્વીકારવા વિનંતિ કરી, ત્યારે સૂરિજીએ જવાબ આપ્યો, "રાજન્! અમે અમારા શરીર પર પણ મોહ રાખતા નથી તો આ રાજ્યને શું કરીએ? અમારા સાધુ જીવનમાં જે આનંદ છે, તેનો લક્ષાંસ ભાગ પણ આ રાજ્યની ધમાલમાં નથી. માટે અમને અમારા જીવનનો આનંદજ માણવા દે."

આમ સૂરિજીના સહવાસમાં રહ્યો હતો, પણ આટલી નિઃસ્પૃહતા કદી અનુભવી ન હતી એથી તેને આશ્ચર્ય થયું.

પછી સૂરિજીએ ઉપદેશ આપ્યો: હે રાજન્! બીજા કોઈ મનુષ્ય કરતાં તારી જવાબદારીઓ ઘણી વધારે છે. તું જેમ વર્તીશ તેમ પ્રજા પણ વર્તશે. માટે જો ન્યાય, નીતિ, ધર્મ, સલાહસંપ, એ પ્રજામાં જોવા ઇચ્છતો હોય, તો તું જાતેજ એ બધાનું પાલન કર. પ્રજાને પુત્રવત્ ગણીને પાળ અને તેનાં હિતનાં કામો કર. આમ-

રાજાએ તે વાત સ્વીકારી. પછી પોતાનો ધર્મપ્રેમ બતાવવા કીર્તિસ્થંભ સમો એકસો ને આઠ હાથ ઉંચો પ્રાસાદ કરાવ્યો, ને તેમાં પ્રભુ મહાવીરની સોનાની મૂર્તિ બેસાડી.

: ૩ :

એક વખત રાજાએ પોતાની સ્ત્રીને ખેદ પામતી જોઇ સભામાં સમસ્યા પૂછી કેઃ—

'પામે હજી પરિતાપ, કમળમુખી પ્રમાદથી.'

(કમળના સરખી મુખવાળી સ્ત્રી પ્રમાદથી હજી સુધી ખેદ પામે છે.)

જુદા જુદા વિદ્વાનોએ એનું બીજું ચરણ બનાવ્યું પણ રાજાના મનનો અર્થ આવ્યો નહિ. તે વખતે તેણે સૂરિજી સામે જોયું એટલે જેના મોઢે સરસ્વતી બેઠી હતી તેવા સૂરિજીએ તરતજ સમસ્યા પૂરી કરી કેઃ—

'ઢાંક્યું એનું અંગ વહેલા ઉઠી જ્યારથી.'

(હે રાજા! તમે પ્રભાતમાં રાણી કરતાં વહેલા જાગ્યા હતા, ત્યારે તેનું એક અંગ ઉઘાડું રહી ગયું હતું તે તમે ઢાંક્યું. એથી હજી સુધી તે ખેદ પામે છે.)

આમરાજા એ સાંભળી આશ્ચર્ય પામ્યો ને શરમાયો. બીજા એક વખતે પણ એવીજ સમસ્યા પુછી ને સૂરિજીએ તે બરાબર પૂરી કરી. સમસ્યા એવા પ્રકારની હતી કે રાજાને તે સાંભળી મનમાં શંકા થઈ કે મારી ખાનગીમાં ખાનગી વાતો ગુરુજી ક્યાંથી જાણે. વળી વિરોધીએ પણ એ તકનો લાભ લઇ તેને સમજાવ્યો કે નક્કી સૂરિજીએ તારૂં અંતઃપુર બગાડયું છે નહિતર

આવું કદી જાણી શકે નહિ. આમરાજાનું મન સૂરિજી તરફ શંકાશીલ થયું. ચતુર સૂરિજી એ તરતજ સમજી ગયા.

'જયાં અપ્રીતિ થાય ત્યાં રહેવું નહિ.' એવો સાધુનો ધર્મ જાણી ઉપાશ્રયને દરવાજે એક શ્લોક લખ્યો ને ત્યાંથી વિહાર કરી ગયા. એ શ્લોકનો અર્થ એવો હતો કે, હે આમરાજા! તારૂં કલ્યાણ થાવ. મણિઓ રોહણ-ગિરિને શું કહે છે તે સાંભળો. હે રોહણગિરિ! તું એમ ન ધારીશ કે મારાથી છુટા પડેલા આ માણઓ કયાં જશે? અમે તો પ્રતિષ્ઠા પામેલા છીએ. માટે કોઈને કોઈ આભૂષણ બનાવવામાં ઉત્સુક રાજવીઓ અમને ઉપાડી લેશે. સૂરિજી વિહાર કરતાં ગૌડ દેશમાં ગયા. ત્યાંના રાજા ધર્મરાજે ખુબ આગ્રહ કરી તેમને ત્યાં રાખ્યા. અહીં ધર્મરાજે સૂરિજી આગળ કબુલ કરાવ્યું કે જયાં સુધી આમ રાજા પોતે વિનંતિ કરીને ન લઈ જાય ત્યાં સુધી વિહાર ન કરવો.

આમ રાજાએ વાત જાણી કે ગુરૂજી એક શ્લોક લખી વિહાર કરી ગયા ત્યારે તે ઉપાશ્રયે આવ્યો ને પેલો શ્લોક વાંચી ખુબ દુઃખી થયો. ગુરૂજીએ કયાં વિહાર કર્યો હશે તે જાણુવા પ્રયત્ન કરવા લાગ્યો.

એક વખત આમરાજા જંગલમાં ગયો. ત્યાંથી એક કાળા સાપને મોઢેથી પકડી કપડામાં વિંટાળી ઘેર લાવ્યો. સાહિત્યનો રસિક હોવાથી તેણે સભાજનોની પરીક્ષા કરવા સમસ્યા કરી કેઃ—

**શસ્ત્ર, શાસ્ત્ર, કૃષિ, વિદ્યા, બીજું પણ જેથી જીવે.**

(શસ્ત્ર, શાસ્ત્ર, ખેતી અને વિદ્યા અથવા બીજું પણ

એવુંજ જે કાંઈ હોય કે જેનાથી માણસ જીવે તેને શું કહેવું) એવો પૂછવાનો ભાવાર્થ હતો.)

બધા પંડિતોએ જુદા જુદા જવાબ આપ્યા, પણ કોઇએ રાજાના મનમાં વાત હતી તેવી સમશ્યા પૂરી ન કરી. આથી રાજાએ ઇનામ કાઢયું કે જે કોઇ મારા મનના અભિપ્રાય પ્રમાણે સમશ્યા પૂરી કરશે, તેને લાખ ટકા ઈનામ મળશે. ઇનામની જાહેરાત થતાં એક જુગારીએ વિચાર કર્યો કે બપ્પભટ્ટીસૂરિ ભારે વિદ્વાન છે ને તેમના મોઢે સરસ્વતી છે માટે તેમનેજ પૂછીને સમશ્યા કહી દઉં તો મારૂં કામ થઇ જાય. એથી તે બનતી ઝડપે સૂરિજી પાસે આવ્યો ને ભક્ત જેવો થઇ બોલ્યો: મહારાજ ! આ શ્લોકનું અર્ધું ચરણ પૂરૂં કરો. સૂરિજીએ તરતજ પૂરૂં કરી આપ્યું.

'ગ્રહી દઢ પળો પંથે કૃષ્ણ ભુજંગ મુખશું.'

(એટલે રાજાએ જેમ કાળા સાપનું મોઢું જોરથી પકડયું તેમ એ શસ્ત્ર, શાસ્ત્ર, ખેતી ને બીજી પણ વિદ્યાઓ કે જેનાથી મનુષ્ય પોતાનું ગૂજરાન ચલાવી શકે છે, તેને બરાબર ગ્રહણ કરો ને એ પ્રમાણે વર્તો.)

પેલા જુગારીએ આવીને સમશ્યા પૂરી કરી એટલે આમ રાજાએ તેને સખત ધમકાવીને પૂછયું: સાચું બોલ. આ પૂર્તિ તેં કરી કે બીજા કોઇએ ? પેલા જુગારીએ જેવી હતી તેવી વાત કહી દીધી. આમ રાજાએ વિચાર કર્યો કે આટલે દૂર બેઠાં બેઠાં પણ ગુરુએ કાળા સાપની વાત કહી તો તે દિવસે પણ તેમણે પોતાના જ્ઞાનથી જ સમશ્યા પૂરી કરેલી હશે. મેં નકામો તેમના પર ક્રોધ કર્યો. હવે શું બને ?

તેણે પોતાના પ્રધાનો તૈયાર કર્યા ને એક શ્લોક આપી ગુરુમહારાજ આગળ મોકલ્યા.

પ્રધાનોએ આવીને ગુરુમહારાજને પેલો શ્લોક કહ્યો કે:—

'છાયા કારણ શિર ધર્યાં, જે પત્રો ભૂમિ પર પડે,
પડવાપણું એ પત્રનું, એમાં વટતરૂ શું કરે.'

( મુસાફરોને છાયા આપવા વૃક્ષોએ પોતાના માથે પાંદડાં ધારણ કર્યાં. પણ ત્યાંથી તે ખરી પડે એમાં વૃક્ષ શું કરે ?)

ગુરુ એનો ભાવાર્થ સમજી ગયા ને બોલ્યા કે, 'પ્રધાનો ! રાજાને જઇને કહેજો કે ધર્મરાજના દરબારમાં આવી જો આમરાજા પોતે આમંત્રણ કરશે તો મારી પ્રતિજ્ઞા પૂરી થશે ને હું આવીશ. પ્રધાનોએ જઇને આમરાજાને વાત કરી. એટલે ગુરુને તેડવા જવા તૈયાર થયો. શત્રુની રાજધાનીમાં જવામાં જોખમ હતું, પણ ગુરુભક્તિ આગળ એ જોખમ કાંઇ વિસાતમાં ન ગણ્યું. વેશ બદલી થોડા માણસોને લઇને ધર્મરાજના નગરમાં આવ્યો. પછી રાજસભામાં આવ્યો. તેને આવતો જોઈ ગુરુએ કહ્યું : આમ ! આવો. બીજા સમજ્યા કે ગુરુએ જગા બતાવવા કહ્યું. ગુરુએ તો આમને આવકાર આપ્યો હતો. પછી આમ રાજાના એક માણસે ગુરુના હાથમાં પત્ર મૂકયો. તેમાં લખ્યું હતું કે 'આમ રાજા ગુરુજીને પધારવા વિનંતિ કરે છે.' એટલે પત્ર આપનારને ધર્મરાજાએ પૂછયું કે 'આમ રાજા કેવો છે?' તેણે કહ્યું કે જેવા આ સોદાગર બેઠા છે તેવા જ રૂપરંગે આમરાજા છે. આમરાજાના હાથમાં એ વખતે બીજોરૂં

હતું. તે જોઈ ગુરુએ પૂછયું કે આ શું છે? આમરાજા કહે, 'બીજોરા' એનો ગુપ્ત અર્થ એવો થયો કે હું બીજો 'રા' એટલે રાજા છું. પછી તેણે એક તુવેરના પાંદડામાં વિંટાળેલો પત્ર ગુરુને આપ્યો, ત્યારે ધર્મરાજે પૂછયું: એ શું છે? સૂરિજી કહે, 'તુ અરી પત્ર' તુવેરનાં પાદડાં, બીજા અર્થમાં તારા શત્રુનો પત્ર.

આવી રીતે સૂરિજી તથા આમ રાજાએ વાત કરી લીધી. પણ ધર્મરાજા ભોળાભાવે કાંઈ સમજ્યો નહિ. રાત્રે આમરાજા ધર્મરાજની માનીતિ ગણિકાને ત્યાં રાત્રિ રહ્યો ને તેના બદલામાં પોતાનું એક કડું આપ્યું. સવારે ઉઠીને રાજમહેલના દરવાનને બીજું એક કડું આપ્યું ને પોતે પોતાના નગર ભણી રવાના થયો.

અહીં સૂરિજીએ બીજા દિવસે ધર્મરાજને કહ્યું: રાજન્! અમારી પ્રતિજ્ઞા પૂરી થઇ છે. માટે અમે વિહાર કરીશું. રાજા કહે, 'આમરાજા જાતે આવ્યા સિવાય પ્રતિજ્ઞા શી રીતે પૂરી થાય? ત્યારે સૂરિજીએ બધી વાતનો સાર સમજાવ્યો. તેજ વખતે ગણિકા તથા દ્વારપાળે આવી આમરાજાનાં બંને કડાં બતાવ્યાં. એટલે ધર્મરાજને પૂરી ખાતરી થઇ.

: ૪ :

બપ્પભટ્ટીસૂરિ ફરી કનોજ આવ્યા ને રાજા તથા રૈયતને ખુબ આનંદ થયો.

બપ્પભટ્ટીસૂરિના વખતમાં હિંદુસ્તાનમાં બીજા ધર્મના નરવીરો પણ પેદા થયા હતા. શ્રી શંકરાચાર્ય પોતાના ધર્મની વૃદ્ધિ માટે કમર કસી લોકોને ઉપદેશ આપતા હતા. વર્ધનકુંજર નામનો બૌદ્ધ નરવીર જ્યાં

ત્યાં વાદવિવાદમાં વિજય મેળવી પોતાનું નામ પ્રસિદ્ધ કરતો હતો. એ વર્ધનકુંજરને ધર્મરાજાની સાથે સમાગમ થયો.

ધર્મરાજાને વર્ધનકુંજર જેવા પ્રખર વક્તા મળ્યા એથી આમરાજાને વાગ્યુદ્ધ કરવાનું આમંત્રણ મોકલ્યું, અને તેમાં શરત મૂકી કે જે યુદ્ધમાં હારે તેણે પોતાનું રાજ્ય આપી દેવું. ધર્મરાજાના દૂતે આમરાજાની સભામાં આવીને આમંત્રણ આપ્યું. આમરાજાએ તે ખુશીથી સ્વીકાર્યું.

બંને રાજા પોત પોતાના સિમાડે વાદીઓને લઇને આવ્યા ને વાદવિવાદ શરૂ થયો. છ માસ સુધી એ વાદવિવાદ ચાલ્યો. તેમાં બપ્પભટ્ટીજી જીત્યા. તેથી એમને વાદી કુંજરકેસરીનું બિરુદ આપવામાં આવ્યું. સુરિજીના જીતવાથી ધર્મરાજ રાજ્ય હારી ગયો. સઘળું રાજ્ય આમરાજાને હવાલે કર્યું. કેવળ પહેરેલાં વસ્ત્રો તેના શરીર પર રહ્યાં. તે નિરાશ થઇ વન તરફ ચાલ્યો. તેની પ્રજાથી આ જોયું ન ગયું. સૂરિજીએ પણ સમય જોઈ કહ્યું : ધર્મરાજ ! ધર્મરાજે પાછું વાળીને જોયું. સૂરિજીએ પ્રશ્ન કર્યો : તમે ક્યાં જશો ? ધર્મરાજ કહે કે મારૂં ભાગ્ય લઇ જશે ત્યાં. સૂરિજીએ કહ્યું : સબુર ! આમરાજા ! એમનું રાજ્ય પાછું આપો ને સદાના સાચા મિત્ર થાવ. સાચા જૈનનું હૃદય કેવું હોય છે તેની પિછાન કરાવો. એથી એમની કકળતી પ્રજા પણ સંતોષ પામશે. આમરાજાએ ગુરુનું વચન માન્ય રાખી રાજ્ય પાછું આપ્યું ને વધારામાં બીજી પણ ભેટો આપી.

સુરિજીના આવા ઉદાર વિચારથી ધર્મરાજ તથા વર્ધનકુંજર સજ્જડ થઇ ગયા. પોતે જીત્યા હોત તો શું કરત એ ખ્યાલ મનમાં લાવી પોતાની જાતને નિંદવા લાગ્યા. પછી ધર્મરાજ સૂરિજીના પગે પડયો ને બોલ્યોઃ ગુરૂદેવ ! તમે મારાપર બહુ કૃપા કરી. મારે લાયક કાંઈ કામ ફરમાવો. સૂરિજી કહે, સાચો ધર્મ સમજાવવા સિવાય આ દુનિયામાં અમારે બીજું કામ નથી. જો તારા આત્માનું કલ્યાણ કરવું હોય તો જૈન ધર્મનો સ્વીકાર કર. ધર્મરાજે તે વાત અંગીકાર કરી.

: ૫ :

બપ્પભટ્ટીજી સમજતા હતા કે જે કામ લાખો માણસોને સાધવાથી નથી થતું તે એક રાજાને સાધવાથી થાય છે, અને એથી જ તેઓ પર પ્રભાવ પાડવા ને તેને ટકાવી રાખવા ઇચ્છતા હતા. તેમની રગેરગમાં જૈન શાસનની સેવા કરવાની ધગશ હતી. ઉઠતાં બેસતાં કે સૂતાં એકજ વિચારો આવતા કે પ્રભુએ પ્રેરેલો પરમકલ્યાણુકારી માર્ગ ક્યારે બધા લોકો સમજે ને આત્માનું કલ્યાણ કરે.

આમરાજા ચતુર ને વિદ્વાન હતો, છતાં કોઈ કોઈ વખતે તે ભૂલ પણ કરી બેસતો. સૂરિજી આવા વખતે સમયસૂચકતા વાપરી એવી રીતે તેને ઉપદેશ આપતા કે તેની ભૂલ તેને તરત સમજાતી ને તે ભૂલ કરતાં અટકતો.

એક વખત તેની રાજધાની કનોજમાં સંગીત વિદ્યામાં નિપુણ માતંગો (ભંગી જેવી હલકી જાત)નું ટોળું આવ્યું. તેમણે પોતાની કળા બતાવવા રાજા આગળ

માગણી કરી. રાજાએ માગણી સ્વીકારી. આ ટોળામાં પુરૂષો અને સ્ત્રીઓ બંને હતાં.

સંગીત શરૂ થયું. એક પછી એક માતંગ ને માતંગીઓ ગાવા લાગ્યાં. છેવટે એક નવયૌવના માતંગી આવી. તેનો જન્મ હલકી જાતમાં થયો હતો પણ તેનું રૂપ કોઇ રાજકન્યાને પણ આંટે એવું હતું. એમાં તેના કોકિલ જેવા કંઠે સમૃદ્ધ ઉમેરો કર્યો હતો. રાજા ભાન ભુલવા લાગ્યો. ઘડીએ ઘડીએ તેની પ્રશંસાનાં વચનો કાઢવા લાગ્યો. છેવટે સંગીત પૂરૂં થયું ત્યારે રાજાનું ચિત્ત પણ પૂરેપૂરૂં ચોરાઇ ગયું ને તેણે એ બાળાને કાયમ પોતાની પાસે પત્ની તરીકે રાખવાનો વિચાર કર્યો. તેણે પોતાના સેવકોને હુકમ આપ્યો : ત્રણ દિવસમાં ગામ બહાર મહેલ તૈયાર કરો. જેમ યોગીઓને વચનસિદ્ધિ હોય છે તેમ રાજાને પણ એક રીતે વચન સિદ્ધિ જ હોય છે. તેનો હુકમ થતાં હજારો માણસ કામે લાગ્યાં ને ત્રીજા દિવસે મહેલ તૈયાર કર્યો.

નગરમાં ચકચાર ચાલીને અધિકારીઓમાં પણ ચકચાર ચાલી: રાજા કામાંધ થઈ એક હલકા કુળની સ્ત્રીને સેવવા તૈયાર થયો છે. પણ એની આંખ કોણ ઉઘાડે ? સામાન્ય માણસ પણ કામાંધ થાય છે ત્યારે કોઈનું માનતો નથી તો આતો વળી રાજા હતો. સૂરિજીએ વાત જાણી એટલે તૈયાર કરેલા મહેલ આગળ આવ્યા. મકાન કેવું થયું છે તે જોવાના નિમિત્તે અંદર ગયા. ત્યાં ભારવટીયા પર એક શ્લોક મોટા અક્ષરે લખી કાઢયો ને બીજાં બોધ વચનો પણ લખ્યાં. પછી તે ચાલ્યા ગયા. થોડીવાર પછી કામાતુર

થયેલો રાજા ત્યાં આવ્યો. તેના મનમાં માતંગીનુંજ રટણ હતું.

એટલામાં તેની નજર ભારવટીયા પર પડી. ત્યાં લખ્યું હતું કેઃ—

'શિતલતા તો નામે ગુણ છે. અને સ્વચ્છતા એ તો સ્વભાવિક સ્થિતિ છે. તારી પવિત્રતાની શી વાત કરવી? તારા સહવાસથી તો બીજા પણ પવિત્ર થાય છે. તારાં કેટલાં વખાણ કરવાં? તું જીવ માત્રનો આધાર છે. એમ છતાં હે જળ! તું પોતે જ નીચા માર્ગે જઈશ તો તને રોકવાને કોણ સમર્થ છે?' રાજા વાંચી વિચારમાં પડયોઃ આ શ્લોક કોણે લખ્યો હશે?

નીચે મુજબ બીજા બે શ્લોક પણ ત્યાંજ લખ્યા હતા.

જીવન જળબિંદુ સમું, સંપત્તિ તરંગ વિચાર,
પ્રેમ સમજી સ્વપ્નશો, શીળ હૈયડે તું ધાર.
જેથી લાજે લોકમાં, નિજકુળ વળી નિંદાય.
કંઠે આવે પ્રાણ પણ, એ દિશ કેમ જવાય?

એ વાંચતાં વાંચતાં રાજાની સાન ઠેકાણે આવી. કોઈ પરમ ઉપકારી મિત્રે આ લખ્યું હોવું જોઇએ એવું અનુમાન કર્યું. પછી તો અક્ષર ઓળખ્યા ને ગુરુજીની એ કૃપા છે એમ ખાતરી કરી લીધી.

કેવળ રાજા તથા સામાન્ય પ્રજાને જૈન ધર્મ સમજાવી સૂરિજી અટકયા ન હતા. મહાન વિદ્વાનોને પણ ધર્મ પમાડયો હતો. તેમાંના એક ગૌડ દેશના મહાન કવિ વાચસ્પતિ હતા, જેમણે ગૌડવહો નામનું પ્રાકૃત ભાષામાં ઘણુંજ સુંદર કાવ્ય રચ્યું છે. પાછલી ઉંમરમાં

જ્યારે તે સંન્યાસી થઈ મથુરામાં રહેતો હતો ત્યારે આમરાજાના આગ્રહથી સૂરિજી ત્યાં ગયા ને તેને ધર્મ સમજાવ્યો. તેના છેલ્લા દિવસો બહુ પવિત્ર જવાથી તેની સદ્ગતિ થઇ.

: ૬ :

સૂરિજી આટ આટલા જ્ઞાની ને ચારિત્રશીલ હતા છતાં તેમને જરા પણ અભિમાન ન હતું. એક વખત આમ રાજાએ તેમની ખુબ પ્રશંસા કરી કે તમારા જેવા કોઈ વિદ્વાન હું જોતો નથી. સૂરિજી બોલ્યા: રાજન્ ! એ મિથ્યાભ્રમ છે. 'બહુરત્ના વસુંધરા.' મારામાં તો શું જ્ઞાન-જ છે ? આગળ થઇ ગએલા તીર્થંકરો ને શ્રુતકેવલીઓના અનંતમા ભાગનું પણ મારામાં જ્ઞાન નથી. આમ રાજા કહે, એતો આપની નમ્રતા. અત્યારે આપના જેવો કોઈ હોય તો બતાવો. સૂરિજી કહે, મારા કરતાં પણ ચડે તેવા નન્નસૂરિ ને ગોવિંદાચાર્ય નામના મારાજ ગુરુભાઇઓ મોઢેરામાં છે. તારે ખાતરી કરવી હોય તો કર.

આમ રાજા છુપાવેશે મોઢેરા આવ્યો. બરાબર એ વખતે કામશાસ્ત્રની વાત નીકળી ને નન્નસૂરિએ એ વિષય બરાબર છણવા માંડયો. એમની એ વાત સાંભળતાં લોકોની વૃત્તિ પણ બદલાઈ જવા લાગી. આમરાજાને લાગ્યું કે કામી માણસો પણ શ્રૃંગારની આટલી વાત જાણતા નથી તો આ શી રીતે જાણે ? નક્કી આ આચાર્ય મહા વિષયી ને સ્ત્રીલંપટ હોવો જોઇએ. એથી પ્રણામ પણ કર્યા વિના ઉઠી ગયો ને પોતાના માણસો સાથે પાછો ફર્યો.

રાજા ઉઠી ગયા પછી ગોવિંદાચાર્યને વહેમ પડયો કે રખે એ આમરાજા ન હોય. તેમણે કનોજ માણસ

મોકલી તપાસ કરાવી તો રાજા પોતે હતો તેમ જણાયું. પછી તે બપ્પભટ્ટીજીને મળ્યો, તેમણે બધી વાત સાંભળી કહ્યું કે રાજા પ્રણામ કર્યા વિના પાછો ગયો તે સારૂં ન થયું. ભવિષ્યમાં બીજા સાધુ પ્રત્યે પણ અરુચિ થાય. માટે કોઇપણ ઉપાયે રાજા એમને વંદન કરે એવો ઉપાય કરો. માણસ એ સમાચાર લઇ પાછો ફર્યો

× × × ×

આમરાજા દરબાર ભરીને બેઠો છે, એવામાં કોઇ બે મહાન નાટયકાર આવ્યા. તેમણે પોતાની નાટયકળા દેખાડવાની રાજા આગળ માગણી કરી. રાજા કહે, ખુશીથી તમારી કળા બતાવો. પણ કયું નાટક ભજવશો? નાટયકાર કહે, ઋષભદેવનું. રાજા કહે, તો તો બહુ સારૂં. નટો પોતાના પાઠ અદ્દભૂત અભિનયથી ભજવવા લાગ્યા. સભા તાજુબ થઈ ગઈ. એમ કરતાં ભરત બાહુબલીનો પાઠ આવ્યો. એ પ્રસંગે એક નટે લશ્કરને શૂર ચડાવવા વીરરસનું વર્ણન કરવા માંડયું. વર્ણનના રસમાં જોનાર બધા ભાન ભૂલી ગયા. ને 'મારો મારો' નો અવાજ થતાં બધા પોતપોતાની તલવારો ખેંચી ઉભા થઈ ગયા.

'ખામોશ રાજન્! આતો નાટક છે? નટોએ પોતાનો વેશ બદલી બીજો વેશ ધારણ કરતાં કહ્યું. 'કોણ નન્નસૂરિજી! અને ગોવિંદાચાર્ય!' આમરાજા એકદમ બોલી ઉઠયો. તમારે આમ કરવાનું શું પ્રયોજન? નન્નસૂરિજી કહે, કદી નહિ અનુભવેલા વિષયમાં પણ અમારા જ્ઞાનને બળે કરી કેવો રસ જમાવી શકીએ છીએ તે બતાવવા. યુદ્ધમાં નહિ જવા છતાં જો યુદ્ધનું આવું વર્ણન કરા શકયા તો શ્રૃંગાર રસનો અનુભવ નહિ કરવા છતાં એવું વર્ણન કરી શકીએ કે નહિ?

રાજાને મોઢેરાનો બનાવ યાદ આવ્યો, ને બંને આચાર્યોના ચરણમાં ઝુકી પડયો.

: ૭ :

આમરાજાની પાછલી અવસ્થામાં સૂરિજીએ ગિરનારનો મહિમા કહી તેની યાત્રા કરવાની સલાહ આપી. આમરાજાએ એ સાંભળી પ્રતિજ્ઞા કરી કે નેમનાથના દર્શન કરીનેજ આહાર લઇશ. બધાએ સમજાવ્યો કે આવી આકરી પ્રતિજ્ઞા ન કરો. ગિરનારજી બહુ દૂર છે. છતાં એણે પ્રતિજ્ઞા ગ્રહણ કરી. મહાનસંઘ કાઢી સૂરિજી સાથે આમરાજા ગિરનાર તરફ ચાલ્યો. જ્યારે તે ખંભાત આગળ આવ્યો ત્યારે તેનાથી ભુખે ન રહેવાયું. તે ખુબ આકુળ વ્યાકુળ થયો. પ્રાણ જવાની તૈયારી થઇ પણ રાજા પ્રતિજ્ઞા ચૂકયો નહિ. એ વખતે સૂરિજીએ મંત્ર શક્તિથી અંબિકા દેવીનું આરાધન કર્યું ને અંબિકાદેવીએ ગિરનાર પરથી જિનબિંબ લાવી દર્શન કરાવ્યાં.

રાજાએ તે પછી અન્નપાણી ગ્રહણ કર્યાં. ત્યાં આવી શત્રુંજયની યાત્રા કરી ને પછા ગિરનાર આવ્યા. એ વખતે દિગમ્બરોએ ગિરનાનું તીર્થ કબજે કર્યું હતું. તેમણે કહ્યું: આ તીર્થ તો મૂળથી અમારૂં છે માટે તમને ચડવા નહિ દઇએ. અગિયાર રાજાઓ પોતાનું લશ્કર લઇ એ વખતે યાત્રા કરવા આવ્યા હતા. આમરાજાને આવી મતાંધતા જોઇ બહુ લાગી આવ્યું ને લડવાને તૈયાર થયો. સૂરજી કહે, જ્યાં સુધી શાંતિથી તેનો નિકાલ થાય ત્યાં સુધી લડવાની જરૂર નથી. તેમણે દિગમ્બરોમાંથી ડાહ્યા ડાહ્યા પંડિતોને બોલાવ્યા ને આપણે એ બાબતનો આપણી શક્તિથી નિર્ણય કરીએ એમ આમંત્રણ

આપ્યું. પેલા કબુલ થયા. સૂરજીએ કહ્યું: જો નેમિનાથના ત્રણ કલ્યાણકવાળી ગાથા આ તમારા દિગમ્બર સંઘની કન્યાઓ ભણે તો તીર્થ તમારૂં ને જો અમારા સંઘની કન્યાઓ ભણે તો અમારૂં. એ પ્રમાણે કન્યાઓ આગળ ગાથા બોલાવતાં દિગમ્બરની કન્યાઓ બોલી ન શકી. જ્યારે શ્વેતાંમ્બર સંઘની કન્યાઓ નીચેની ગાથા બોલી ગઈ.

"ઉજ્જિતં સેલ સિહરે, દિખ્ખાનાણં નિસીહિયા જસ્સ,
તં ધમ્મ ચક્કવટ્ટિં, અરિટ્ઠ નેમિં નમં સામિ"

ત્યારથી એ ગાથા સિદ્ધાણં બુદ્ધાણંમાં દાખલ થઇ છે.

: ૮ :

આમરાજાનું શાંતિથી મરણ થયું. તેનો પુત્ર દુંદુક ગાદીએ આવ્યો. તેપણ સૂરિજી પર ખુબ શ્રદ્ધા રાખતો ને તેમની ભક્તિ કરતો. જેમ ચંદ્રમાના બધા ગુણમાં પણ એક કલંક છે તેમ એ દુંદુક રાજામાં હતું. તેણે એક કંટિકા નામની વેશ્યાને મોટી પટરાણી બનાવી હતી. મુખ્યત્વે તે તેનીજ સલાહ પ્રમાણે વર્તતો.

એક વખત તેણે પોતાના પુત્ર ભોજના જોશ જોવડાવ્યા તેમાં ભોજ પિતાને મારી ગાદીએ બેસે એવું પરિણામ જાણ્યું. રાજા આથી ખુબ ખેદ પામ્યો. ભોજની માતાએ એ વાત જાણતાં તેને તેના મોસાળ પાટલીપુત્ર મોકલી દીધો.

રાજા પેલી વેશ્યા રાણીની સલાહથી તેને મારવા તૈયાર થયો પણ કુંવર હાથ આવ્યો નહિ.

કેટલાક વખતે વેશ્યારાણીએ ફરીયાદ આપી કે શત્રુ તો મોટો થતો જાય છે ને તમે તો બધું ભૂલી ગયા. આથી રાજાએ કુંવરને તેડવા દૂત મોકલ્યો. તેણે ચાલા-

કીથી ઘણી વાતો કહી પણ મામાએ કુંવરને મોકલ્યો નહિ. દુંદુકરાજ પાટલીપુત્ર જોડે લડવાની હામ ભીડી શકે એમ ન હતો તેથી તેણે સૂરજીને કહ્યું: તમે કોઈપણ ઉપાયે ભોજને તેડી લાવો. સૂરિજીને આ જરાએ ગમ્યું નહિ પણ તેમણે ત્યાંથી પાટલીપુત્ર ભણી વિહાર કર્યો. જ્યારે અર્ધે માર્ગે આવ્યા ત્યારે સૂરિજીએ નિર્ણય કર્યો: જો ભોજને તેડી લાવીશ તો દુંદુકરાજ તેને મારી નાંખશે. નહિ લઈ જઉં તો રાજા કોપ કરી મને હણશે. હવે તો જીવનના આરે ઉભો છું તો શા માટે આ કશી બાબતમાં પડું ? એથી તેમણે ત્યાંજ અણુશણ કર્યું ને બધા જીવોને ખમાવી ધ્યાન ધર્યું. નિર્મળ ધ્યાન ધરતાં ધરતાં તેમણે કાળ કર્યો.

એમના સ્વર્ગગમનના સમાચાર સાંભળી સઘળે શોક છવાઈ રહ્યો.

પાછળથી ભોજરાજે ચડાઇ કરી દુંદુકને મારી ગાદી લીધી.

આવા પ્રતાપી આત્માઓની ખોટનું મુલ્ય કોણ આંકી શકે તેમ છે ?

બપ્પભટ્ટીસૂરિના જીવનની મુખ્ય તિથિઓ નીચે પ્રમાણે છે:

જન્મ: વિક્રમ સંવત ૮૦૦, ભાદરવા સુદ ૩ ને રવિવાર.

દીક્ષા: આઠ વર્ષની ઉમ્મરે.

આચાર્યપદ: અગિયાર વર્ષની ઉમ્મરે.

સ્વર્ગવાસ: ૯૫ વર્ષની ઉમ્મરે. વિ. સં. ૮૯૫ના ભાદરવા સુદ ૮.

નમસ્કાર હો એ મહાન સૂરિવરને.

# :: બા ળ ગ્રં થા વ ળી ::

| પ્રથમ શ્રેણી | બીજી શ્રેણી | ત્રીજી શ્રેણી |
|---|---|---|
| ૧ શ્રી રીખવદેવ | ૧ અર્જુનમાળી | ૧ શ્રી ભદ્રબાહુ સ્વામ |
| ૨ નેમ–રાજુલ | ૨ ચક્રવર્તી સનત્કુમાર | ૨ શ્રી હેમચંદ્રાચાર્ય |
| ૩ શ્રી પાર્શ્વનાથ | ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી | ૩ શ્રી હરિભદ્રસૂરિ |
| ૪ પ્રભુ મહાવીર | ૪ ભરતબાહુબલિ | ૪ શ્રી સિદ્ધસેન દિવા |
| ૫ વીર ધન્નો | ૫ આર્દ્રકુમાર | ૫ શ્રી બપ્પભટ્ટ સૂરિ |
| ૬ મહાત્મા દ્રઢપ્રહારી | ૬ મહારાજા શ્રેણિક | ૬ શ્રી હીરવિજય સૂ |
| ૭ અભયકુમાર | ૭ વીર ભામાશાહ | ૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી |
| ૮ રાણી ચેલ્લણા | ૮ મહામંત્રી ઉદાયન | ૮ મહા સતી સીતા |
| ૯ ચંદનબાળા | ૯ મહાસતી અંજના | ૯ દ્રૌપદી |
| ૧૦ ઇલાચીકુમાર | ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ૧૦ નળ દમયંતી |
| ૧૧ જંબુસ્વામી | ૧૧ મયણરેહા | ૧૧ મૃગાવતી |
| ૧૨ અમરકુમાર | ૧૨ ચંદન મલયાગિરિ | ૧૨ સતી નંદયંતી |
| ૧૩ શ્રીપાળ | ૧૩ કાન કઠિયારો | ૧૩ ધન્ય અહિંસા |
| ૧૪ મહારાજા કુમારપાળ | ૧૪ મુનિશ્રી હરિકેશ | ૧૪ સત્યનો જય |
| ૧૫ પેથડકુમાર | ૧૫ કપિલ મુનિ | ૧૫ અસ્તેયનો મહિમા |
| ૧૬ વિમળશાહ | ૧૬ સેવામૂર્તિ નંદિષેણ | ૧૬ સાચો શણગાર-શીલ |
| ૧૭ વસ્તુપાળ–તેજપાળ | ૧૭ શ્રીસ્થૂલિભદ્ર | ૧૭ સુખની ચાવી યાને સંતોષ |
| ૧૮ ખેમો દેદરાણી | ૧૮ મહારાજા સંપ્રતિ | ૧૮ જૈન તીર્થોનો પરિચય ભા. ૧ લો. |
| ૧૯ જગડુશાહ | ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. |
| ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ | ૨૦ સ્વાધ્યાય | ૨૦ જૈન સાહિત્યની ડાયરી |

દરેક સેટની કિંમત રૂ. દોઢ તથા વી. પી. પોસ્ટેજ છ આના.

બીજાં પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર હવેલીની પોળ : **અમદાવાદ.**